


વર્ષ ૨ અંક ૧૧ ફાગણ સુદ ૧૧, ૨૦૬૫






# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીઆમલકી એકાદશી વ્રત (કુંજ એકાદશી)

વલ્લભ ખેલત ફાગ, પ્રગટ કરત અનુરાગ ।
કેસર અબીર અરગજા, શ્રીઅંગ સુંદર ભરત સુહાગ ।। ૧ ।।
હીરા ખચિત પિચકાઈ ચલાવત, તકિ તકિ મહા બડભાગ ।
વલ્લભદાસ પ્રભુ ગોકુલેશ, મિલિ ઉપજ્યો પ્રેમ પરાગ ।। ૨




સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને હોરી દીપ પ્રદિપન અને ડોલોત્સવની અનેકાનેક વધાઇ. આપણા સર્વે શ્રીગોકુલેશ અનુયાયીઓના જીવનમાં શ્રીમહાપ્રભુજી પોતાની વાણીનો યથાર્થ બોધ આ નવીન રંગો સાથે કરે, એવી શુભકામના. સાથેજ આપણા શ્રીગુરુચરણ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી)નો જન્મદિવસ નજીક આવી રહ્યોં છે, ત્યારે શ્રીગુરુદેવ આપણને સાદ કરે છે કે **ભૈયાજી ! ગોકુલ કબ ચલોગે ?**

શ્રીગુરુદેવના અથાગ પરિશ્રમથી આપણે સૌ અજાણ નથી. આપશ્રીએ પોતાની શ્રીગોકુલેશની સૃષ્ટિ માટે દિવસ-રાત ચિંતિત રહે છે, અને પોતાના નિજ-જનો માટે સદૈવ કૃપા વર્સાવતાં હોય છે. આજે પણ આપણી પર એવીજ કૃપા વરસી રહી છે, જેને આપણે જાણે-અજાણે માણી રહ્યાં છીએ. શ્રીગોકુલનેજ પોતાનું મુખ્ય કેન્દ્ર સ્થાન બનાવી સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી જનોને શ્રીગોકુલેશની અલૌકિક નિત્યલીલા ભૂમિ શ્રીમદ્ ગોકુલમાં બોલાવી રહ્યાં છે. અને આજ્ઞા કરે છે કે **ભૈયાજી ! ગોકુલ કબ ચલોગે ?**

હોરી-ફાગના દિવસો ચાલી રહ્યાં છે, તો આઓ, આપણે પણ ફાગને જાણીએ, અને સાથેજ શ્રીગુરુદેવના જન્મદિવસની આગમ વધાઇ માણીએ.

राग धनाश्री :- लाल फाग खेले परम माधुरीसों श्रीवल्लभ सुखदाइ ।। सुंदर तकी छिरके नेह भरी दृष्टि करि पिचकाइ ।। १ ।। हास्य कपूर अबीर उड़ावे परस्पर नेत्र सिराइ ।। वल्लभदास प्रिय यह विधि विलसत काहु लख्यो न जाइ ।। २ ।।

राग सारंग ४१ :- खेलि प्रभु बैठै महाराज केसर अरगजा भीनै ।। ठाडे जूथ रसिक भक्तनके फाग खिलायै आज ।। १ ।। देत असीस सकल सुंदरिमिलि चिरंजीवो सिरताज ।। वल्लभदास प्रभु गोकुलेस वर राजे संग समाज ।। २ ।।

વધાઇ વધાઇ વધાઇ

राग बिलावल :- आज आनंद भरी डोलत जुवती जन वीथन मंगल गावे ।। विविध भांत भूखन पहेरे तन नव सिंगार बनावे ।। १ ।। गृह गृहतें निकसी मिली युवती प्रफुल्लित तनमन मोद बढावे ।। अंग अंग रस रंग उमति अति भवन लालके आवे ।। २ ।। आंगन आय भर्यो चहुं ओरतें निरखि निरखि लालन सुख पावे ।। यह उत्सव परम सुखद् सुख वल्लभको मन भावे ।। ३ ।।

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

*ગુરુ શિક્ષા - ૧૭*

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**પ્રશ્ન :-** *ગુરૂદેવ! કોઇક વૈષ્ણવ મરનપથારીએ પડેલ હોય - તેવા જીવે બ્રહ્મસંબંધ દીક્ષા લેવી હોય, તો શું તેવા જીવને બ્રહ્મસંબંધ દીક્ષા લેવી હોય તો શું આપશ્રીએ બ્રહ્મસંબંધ દીક્ષા દેવી ન જોઇએ? શું બ્રહ્મસંબંધ દીક્ષા ન દઇને આપશ્રી તે જીવ પ્રત્યે અન્યાય નથી કરી રહ્યાં?*

**શ્રીગુરુદેવ** :- અન્યાય તો કોણ કોની સાથે કરતો હોય છે તેના ચોપડાઓ મારા કે તમારા, અથવા તો આ સમાજના કરતાં વધું સારી રીતે દંડધારક, એટલે કે ધર્મરાજના ત્યાં રાખવામાં આવે છે. નસીબ જોગે હજુ કોઇ એવી કોર્ડલેસ મોબાઇલ અથવા ઇન્ટરનેટ સીસ્ટમ ડેવેલપ નથી થઇ કે ત્યાં સુધી સંપર્ક કરાવી શકે, નહીંતર આપણે સંપર્ક કરી જાણી લીધું હોત કે મારા ખાતાનું વર્તમાન વાંચન શું છે! રહ્યો સવાલ બ્રહ્મસંબંધ આપવાથી કે ન આપવાથી થતા ન્યાય કે અન્યાયનો? તો આ વિષયમાં બ્રહ્મસંબંધનું નિર્દેશન કરનાર, વ્યવસ્થા આપનાર અને નિર્ણય કરનાર શ્રીમહાપ્રભુના સિદ્ધાંત રહસ્ય નામના ગ્રંથમાં આવો કોઇ ખૂલાસો મળતો નથિ, સંભવ છે કે મરણદશા એ બ્રહ્મસંબંધના પરસ્પર સંબંધનો મુદ્દો સાક્ષાત્ શ્રીગોવર્ધનધર અને શ્રીમહાપ્રભુના ધ્યાન બહાર ગયો હોય! બ્રહ્મસંબંધ તે સાક્ષાત્ શ્રીગોકુલાધીશની સેવા માટેના અધિકારનો સંસ્કાર છે - નહીં કે જન્મ્યા બાદ સુખ સમૃદ્ધિનો કીમિયો કે મરણોપરાંતની સ્વર્ગ પ્રાપ્તિનો પાસપોર્ટ. કોઇપણ દૈવી જીવાત્માની આ જગતમાં લોકયાત્રા અને તે જીવાત્મા સાથે અભિન્ન રીતે જોડાયેલો તેનો બીજભાવ - તે બીજભાવના કારણે એની જન્મપત્રિકામાં સૂચવેલી શ્રીકૃષ્ણસેવામય જીવનપદ્ધતિની અનિવાર્યતા અને તે અનિવાર્યતાને સિદ્ધ કરવાનું એકમાત્ર અને અનિવાર્ય સાધન છે બ્રહ્મસંબંધ. તેથી જેને શ્રીપ્રભુના વરણથી ભક્તિનો બીજભાવ મળ્યો હોય અને જે જીવે ભગવદ્ ઇચ્છાથી આ જગતમાં આવી પરમાત્મા શ્રીકૃષ્ણની ટહેલ સેવા કરી પ્રભુની ક્રીડાના પાત્ર બનવું છે - તે જીવને ભગવદ્ ઇચ્છા અનુસાર તેના વરણને, વરણના કારણે તેના બીજભાવને અને બીજભાવના કારણે મળતી તેની સેવાને સિદ્ધ કરાવનાર અર્થાત્ સાક્ષાત્ શ્રીકૃષ્ણની સેવાનો અધિકાર અપાવનાર જે અલૌકિક અને આધિદૈવિક સંસ્કાર છે તે સંસ્કારનું નામ છે બ્રહ્મસંબંધ. આપે એ પ્રસિદ્ધ દોહરો તો સાંભળ્યો જ હશે

**જાકે રાખે સાંઇયા, માર સકે નહિ કોઇ,**
**બાલ ન બાંકો કરિ સકે, જો જગ બેરી હોય.**

તેથી જેને સેવા કરી શ્રીકૃષ્ણની ક્રીડાના પાત્ર આ જગતમાં બનવું છે તેને આ ભૂતળથી પાછા બોલાવી લેવાનું શ્રીપ્રભુના સેવક યમરાજનું શું સામર્થ્ય છે ?

**તે દેવસિદ્ધપરિગીતપવિત્રગાથા**
**યે સાધવઃ સમદૃશો ભગવત્પ્રપન્નાઃ**
**તાન્ નોપસીદત હરેર્ગદયાભિગુપ્તાન્**
**નૈષાં વયં ન ચ વયઃ પ્રભવામ દંડે ।**

જે સાધુજન શ્રીભગવાનને પોતાનું ફળ અને સાધન બન્ને રીતે જાણી શ્રીપ્રભુનો આશ્રય પ્રાપ્ત કરી લે છે, તેવા શ્રીપ્રભુના શરણાગત જીવોના પવિત્ર કરનારા ચરિત્રોનું મોટા દેવતાઓ પણ ગાન કરે છે. મારા દૂતો શ્રીભગવાનની ગદા તેઓની સદૈવ રક્ષા કરતી હોય છે. તેથી તેઓની પાસે ભૂલથી પણ ન જતા કેમકે તેવા ભક્તજનોને દંડ આપવાનું સામર્થ્ય અમને અને સાક્ષાત્ કાળને પણ નથી. બ્રહ્મસંબંધ સિદ્ધ કરાવવા માટે એક નહીં પણ હજાર સુરેશબાવા મથે તો પણ ન બની શકે અને આ અલૌકિક દાનને આપનાર સ્વામી, આ દ્વારના અધિપતિ શ્રીદાદાજી શ્રીગોકુલેશ જેને આપવા ઈચ્છતા હોય તેની પાસે એક વખત નહીં પણ હજાર વખત સુરેશબાવાને જખ મારીને જવું જ પડે. આપ સૌને ધ્યાનમાં લેશો કે દીક્ષા આપનાર ગુરુ અને દીક્ષા લેનાર શિષ્ય - બન્નેનો બુદ્ધિપ્રેરક તો કૃષ્ણ જ છે.

**બુદ્ધિપ્રેરકકૃષ્ણસ્ય પાદ-પદ્મં પ્રસીદતુ**

રહ્યો પ્રશ્ન સદ્‌ગતિ કે દુર્ગતિનો - તો કોઈપણ સ્થિતિમાં શુભ-મંગલ-કલ્યાણ અને શ્રેયરૂપ સદ્‌ગતિ પ્રાપ્ત કરાવનાર તો આપણા શ્રીપ્રભુનું નામ છે.

**તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ**
**વદદ્‌ભિરેવ સતતં સ્થેયમિત્યેવ મે મતિઃ ।।**

ઉપર્યુક્ત ખુલાસો સિદ્ધાંતની દૃષ્ટિથી આપેલ છે અને એને જ મુખ્ય પણ ગણવો જોઈએ. છતાંય આપ જાણવા જ માંગો છો તેથી અંગત કારણ પણ જણાવું છું તે એ કે એક વર્ષ દરમ્યાન હું મલેરિયાથી પીડિત રહેલો તો શ્રીદાદાજીની ચરણકૃપાથી જ તેમાંથી પુનર્જન્મવત્ સ્વસ્થતા મળી હતી. છતાંય આ વાત મુખ્યપણે જણાવવા માંગતો નથી. આનો નિર્દેશ એટલા માટે કરેલો છે કે કોઈપણ અતિમહત્વપૂર્ણ સ્થાને

બેસી રહેલ વ્યક્તિની જેને સત્ય અને નિષ્ઠાથી કાર્ય કરવું હોય તેના માટે આક્ષેપો કરવા ખૂબ જ સરળ છે વસ્તુતઃ તે પરિસ્થિતિ નિર્વાહ ભગવદ્કૃપાના બળે જ થઈ શકે છે.

*સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં કોને બ્રહ્મસંબંધ દેવું અને કેવી અવસ્થામાં દેવું, તેનું સ્પષ્ટિકરણ આપણા માર્ગના પૂર્વાચાર્ય શ્રીપુરુષોત્તમજીએ પોતાની સિદ્ધાંત રહસ્ય ગ્રંથની ટીકામાં ખૂબજ સ્પષ્ટ શબ્દમાં કર્યો છે. જેને આપણે શ્રીગોકુલેશ પાઠશાળાના પ્રથમ વર્ષના ૧૪માં અંકમાં જોઇ ગયા છીએ, તેને અમે ફરીથી અહિં આલેખી રહ્યાં છીએ.*

*ગુરુદેવઃ- ................માત્ર બ્રહ્મસમ્બન્ધ લઈ અને સંસારમાં રચ્યા પચ્યા રહેવાથી કાંઈ નિર્દોષ નથી બની શકતા.*

भगवत्सेवकाः ये तु कथञ्चिद्भिन्नतां गताः।

सर्वात्मना पापनाशः तेषामेव भवेद् ध्रुवम्।।

त.दी.३/६/२०

*તેથી જે પૂર્વમાં ભગવત્સેવકો હતા અને કોઇ હેતુવિશેષના કારણે અહીં (લોકમાં) આવ્યા, તેઓના માટે જ આ માર્ગ છે તેથી તેઓના વડે બ્રહ્મસંબંધ કરવા પર, તેઓ સર્વ દોષોથી નિવૃત્તિ પામે છે. આ માર્ગમાં તેઓનો જ અધિકાર હોય છે (દ્રષ્ટવ્ય શ્રીલાલૂ ભટ્ટજી કૃત પ્રમેયરત્નાર્ણવાન્તરગત પુષ્ટિભક્તિ અધિકાર વિવેક). આ જ વાતને અનુલક્ષી શ્રીમહાપ્રભુએ પોતાના નિબન્ધમાં આજ્ઞા કરી છે કે*

सात्विकाः भगवद्भक्ताः ये मुक्तावधिकारिणः।

भवान्तसम्भवाः दैवात्तेषामर्थे निरूप्यते।। त.दी.१/

*જેઓ સાત્વિક છે, ભગવદ્ ભક્ત છે, જેઓ મુક્તિ માટે અધિકારી છે અને દૈવયોગથી જેઓનું અન્તિમ જન્મ છે એવા જીવો માટે જ આ શાસ્ત્રાર્થ પ્રગટ કરી રહ્યો છું. જો કે –* **सर्वेऽधिकारिणो ह्यत्र विष्णुभक्तौ यथा नृप।**

*આ વાક્યમાં માઘસ્નાન વિષયક વાક્યમાં કહેલા દ્રષ્ટાન્તથી અને* **देवोऽसुरो मनुष्यो वा** *અને આ વાક્યમાં સ્વરૂપયોગ્યતા તો જીવમાત્રની હોવાથી દરેકનો ભક્તિમાં અધિકાર છે જ છતાંય ફલોન્મુખતા તો ઉપર કહેલા જીવની થાય છે. તેથી બ્રહ્મસંબંધ એવા જીવોને જ કરાવવો જોઇએ. જીવોમાં ઉત્કૃષ્ટપણું ઉત્કટ ભજન, આદરથી ઉત્પન્ન થયેલ શ્રીગુરુદેવની સેવા-પરિચર્યા કરવાથી અને શ્રીગુરુદેવ દ્વારા કરેલ પ્રશ્ન-માર્ગમાં રુચિ-વેશભૂષા-ભાષા-આચારવિચારના આધારે વિચારવું જોઇએ. જે જીવે પૂર્વમાં પાપાચરણ કરેલ હોય છતાંય જો તેનેમાં ભગવન્માર્ગની ઉત્કન્ઠા જાગૃત થાય તો તેવા જીવને પણ બ્રહ્મસંબંધનો ઉપદેશ કરવો જોઇએ. શ્રીભગવાન ગીતામાં આજ્ઞા કરે છે –*

अपि चेत्सुदुराचारो भकते मामनन्यभाक्।

साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः।। (गीता ९/३०)

હે અર્જુન! જો કોઇ અતિ દુરુચારી પણ કેમ ન હોય છતાંય જો એ અનન્યભાવથી મારો ભક્ત બની મારું ભજન કરે છે તો તે સાધુ કહેવા યોગ્ય છે. કેમકે તે યર્થાથ નિશ્ચયવાળો છે. એ જાણે છે કે પરમાત્માના ભજનની સરખામણી બધું જ તુચ્છ છે.

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति।

कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति।। (९/३१)

તેથી હે અર્જુન! શીઘ્ર જ તે ધર્માત્મા બની જાય છે અને નિત્ય પરમ શાન્તિને પામે છે. તૂ નિશ્ચિતપણે સમજી લે કે મારા ભક્તનો કદાપિ નાશ થતો નથી. જેનામાં પોતે ઉત્કન્ઠા નથી પણ સતપુરુષો/મહાપુરુષો/ગુરુજનોના સંગ વડે કે કુલપરંપરાના આધારે ભક્તિ કરે છે, તેવો જીવ પણ ઉપદેશનો પાત્ર છે. જો કે એવા જીવમાં ભગવત્કૃપા સંદિગ્ધ હોવાથી ફલોન્મુખતાનો નિર્ણય કરી શકાતો નથી, તથાપિ એવી  પરિસ્થિતિમાં ઉપદેશ કરવા પર તે ઉપદેશ કરનાર શ્રીગુરુદેવ દોષના પાત્ર થતાં નથી. ઈતાંય ઉપદેશ કરવો જોઇએ કેમકે સત્સંગના કારણે તેનામાં ફલોન્મુખતાની સમ્ભાવના હોય છે. પણ ઉપદેશ આપતા પહેલા તેની અતિસૂક્ષ્મતાથી પરીક્ષા કરી લેવી જોઇએ. જો એવા જીવને ભગવદ્ ધર્મોમાં પછી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તો શ્રીમહાપ્રભુ ઉપદેશેલ પ્રકારથી બોધ આપવો જોઇએ. શ્રીમહાપ્રભુ આજ્ઞા કરે છે કે -

यथा यथा हरिः कृष्णो मनस्याविशते निजे।

तथा तथा साधनेषु परिनिष्ठा विवर्धते।।

જેમ જેમ પોતાના મનમાં ભગવાન શ્રીકૃષ્ણ પધારે છે તેમ તેમ તે (ભાગવત) સાધનોમાં નિષ્ઠા વધ્યતી જાય છે. પણ જો કોઇ જીવ, ભગવાન અને ભગવદ્ ધર્મો પ્રત્યે ઉદાસીન હોય તો તેવાને બોધ આપવો ન જોઇએ. અને જો તદ્દન બહિર્મખ હોય  તો તેવાની ઉપેક્ષા કરવી જોઇએ. કેમકે -

ईश्वरे तदधीनेच बालिशेषु द्विषत्सु च।

प्रेममैत्रीकृपोपेक्षा यः करोति स मध्यमः।। (११/२/४६)

જે ભગવાનથી પ્રેમ, તેમના ભક્તોથી મિત્રતા, દુઃખી અને અજ્ઞાનિઓપર કૃપા તથા ભગવાનથી દ્વેષ કરનારાની અપેક્ષા કરતા હોય છે, તે મધ્યમ કોટિના ભાગવત છે.

हरिरुवाच

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः।

भूतानि भगवत्यात्मन्येष भागवतोत्मः।। ११/२/४५

જે કહી પણ ન્યુનાધિકતા ન જોઇને સર્વત્ર પરિપૂર્ણ ભગવત્સત્તાજ દેખાય છે અને સાથેજ સમસ્ત પ્રાણી અને સમસ્ત પદાર્થ આત્મસ્વરૂપ ભગવાનમાં જ આધેયરૂપથી અથવા અધ્યસ્તરૂપથી સ્થિત છે, અર્થાત્ વાસ્તવમાં ભગવત્સ્વરૂપજ છે.

આ પ્રકારનો જે અનુભવ છે, એવી જેમની દ્દષ્ટિ સિદ્ધ છે, તેમણે ભગવાનના પરમપ્રેમી ઉત્તમ ભાગવત સમજવા જોઇએ.

અને જો ભગવાનના અર્ચા-વિગ્રહ-મૂર્તિ વગેરેની પૂજા તો શ્રદ્ધાથી કરતા હોય, પરન્તુ ભક્તો કે બીજા લોકોની વિષેશ સેવા-સુશ્રૂષા નથી કરતાં, તે સાધારણ શ્રેણીના ભગવદ્ભક્ત છે.

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते।

न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः।।४७।।

અને જો ભગવાનના અર્ચા-વિગ્રહ-મૂર્તિ વગેરેની પૂજા તો શ્રદ્ધાથી કરતા હોય, પરન્તુ ભક્તો કે બીજા લોકોની વિષેશ સેવા-સુશ્રૂષા નથી કરતાં, તે સાધારણ શ્રેણીના ભગવદ્ભક્ત છે.

गृहीत्वापीन्द्रियैरर्थाऽन्यो न द्वेष्टि न हृष्यति।

विष्णोर्मायामिदं पश्यन्स वै भागवतोत्तमः।। ४८ ।।

જે શ્રોત-નેત્ર વગેરે ઇન્દ્રિયોના દ્વારા શબ્દ-રૂપ વગેરે વિષયોને ગ્રહણ તો કરતા હોય છે, પરન્તુ પોતાની ઇચ્છાને પ્રતિકૂળ વિષયોમાં દ્વેષ નથી કરતા અને અનુકૂલ વિષયોને મળવાપર હર્ષિત નથી થતાં-તેમની એ દ્દષ્ટિ બની રહે છે કે આ બધું આપણા ભગવાનની માયા છે-તે પુરુષ ઉત્તમ ભાગવત છે.

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કન્ધમાં યોગેશ્વરના વાક્યોમાં ભગવદીયના લક્ષણ બતાવવામાં આવ્યા છે. જે જીવ ઇશ્વરમાં પ્રેમ (ભક્તિ), ઈશ્વરના અધીન - ભક્તો પ્રત્યે મૈત્રી, બાળકો પ્રત્યે દયા અને દ્વેષ કરનારાઓ પ્રત્યે ઉપેક્ષા સેવે છે તે મધ્યમ જાણવો. શ્રીપ્રભુચરણ પણ પોતાની વિજ્ઞપ્તિમાં આજ્ઞા કરે છે કે -

निवेदित्मभिन्नेषु सदौसीन्यमाचरेत्।

प्रावाहिकास्तेऽपि चेत् स्युरुपेक्षैवोचिता सदा।।

અનિવેદિત જીવો પ્રત્યે સદૈવ ઉદાસીનતા રાખવી. તેમાં પણ જો તેઓ પ્રવાહી કોટિના હોય તો ઉપેક્ષા કરવી. બીજું કે સાતેય બાળકો પ્રત્યે પોતાના પત્રમાં પણ આપશ્રી આજ્ઞા કરે છે કે -

विजातीयजनाक्रान्ते निजधर्मस्य गोपनम्।

देशे विधाय सततं स्थेयमित्येव भासते।।

हरेरेव तथेच्छास्ति सर्वोद्धृतिविरोधिनी।

अन्यथाचार्यविमुखाः कथमेत्पथि स्थिताः।।

વિજાતીય ભાવવાળા જીવોના દેશમાં નિજધર્મનો ગોપન કરવો. દરેક જીવને ઉદ્ધારકરવાની શ્રીપ્રભુની ઇચ્છા નથી, કેવળ ભક્તોદ્ધાર કરવાની ઇચ્છા છે. નહીં તો શ્રીમહાપ્રભુથી વિમુખ લોકો (શ્રીમહાપ્રભુની વાણીને જે લોકો પૂર્ણત્વે

*સમજી નથી રહ્યાં અને છતાંય પુષ્ટિમાર્ગી થવાની બ્રહ્મણા રાખે છે) આ માર્ગમાં ટકે કેવી રીતે? તેથી આ વિમુખતારૂપ) ઉચ્છૃખલતાનો નિવારણ કરવા માટે, માર્ગની મર્યાદા બતાવવા માટે અને તેવા જીવોની શ્રીમહાપ્રભુ પ્રત્યે અન્યથાવૃદ્ધિ દૂર કરવા માટે પ્રસંગોપાત્ત કહેવામાં આવ્યું છે.*

**શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

### ગીતામાં અષ્ટાક્ષર મન્ત્ર - ૧

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ તો અષ્ટાક્ષર મન્ત્રનું નિરૂપણ વેદસિદ્ધ છે, તે કૃપા કરીને જણાવ્યું. શું આપણો આ મહામન્ત્ર અન્ય કોઇ સ્થળે પ્રાપ્ત થાય છે?

**ગુરુદેવ** :- હા! આ મન્ત્ર (અષ્ટાક્ષર મન્ત્ર)નો ઉદ્ધાર શ્રીગીતાજીના ૧૮માં અધ્યાયની સમાપ્તિના શ્લોકથી પણ થયેલો છે.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।

तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ।।

यत्र - જે ઠેકાણે અર્થાત્ જે મન્ત્રમાં योगेश्वरः योगे-अन्वये-ईश्वरः-प्रधानः અન્વયમાં પ્રધાન પદ - શ્રીકૃષ્ણ છે અને यत्र જે ઠેકાણે पार्थो धनुर्धरः पार्थः रक्षणार्थक पा धात्वर्थद्योतको धनुर्धरः धरतीति धरं धनुः धरं यस्य असौ धनुर्धरः-शर इति यावत् । स च स्वप्रकृतिभूतात्शृधातोः ल्युव्येय रक्षणार्थको भवतीत्येतेन शरण-पदोद्धारोऽवसेयः। तथा च कृष्णः शरणं इत्येतावदुद्धृतं ज्ञेयम् । આ ઠેકાણે ધનુર્ધર શબ્દનો અર્થ એવો થાય છે કે

ધનુષ જેને ધારણ કરે અર્થાત્ ધનુષ તીર-શરને ધારણ કરે છે. पार्थ શબ્દનો અર્થ રક્ષણરૂપ થાય છે. રક્ષણાર્થ ત્યારે સિદ્ધ થાય છે કે જ્યારે शर શબ્દની પ્રકૃતિ शृ ધાતુથી ल्युट् પ્રત્યય કરીને શરણ શબ્દ બનાવ્યો જાય તેથી शरणं આ શબ્દનો ઉદ્ધાર થયો તો कृष्णः शरणं એટલું સિદ્ધ થયું तत्र श्रीः અર્થાત્ ત્યાં श्री શબ્દ થાય એટલે તાત્પર્ય એ છે કે શ્રી શબ્દ શ્રીસ્વામિનીજીનો વાચક છે. આ ઉપરથી શ્રી શબ્દનું પ્રથમોપાદાન પ્રકૃતિસિદ્ધ છે. જેમ બ્રહ્મવૈવર્તપુરાણમાં શ્રીકૃષ્ણજન્મખંડ અધ્યાય ૫૨માં કહ્યું છે કે -

जगन्माता च प्रकृतिः पुरुषश्च जगत्पिता ।

गरीयसी त्रिजगतां माता शतगुणा पितुः ।।

અર્થ :- પ્રકૃતિ જગત્‌ની માં છે અને પુરુષ જગત્‌નો પિતા છે પરંતુ પિતા કરતાં માતા ત્રણે જગત્ (ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક)માં સોગણી મોટી છે; તેથી સ્વામિનીવાચક श्री શબ્દને અભ્યર્હિત થવા સારૂં દ્વંદ્વ સમાસમાં પૂર્વનિપાત થયા કરે છે; માટે અહિં પણ श्री શબ્દનો પ્રથમ પ્રયોગ કર્યો છે. તેથી श्रीकृष्णः शरणं આમ અર્ધો મન્ત્ર સિદ્ધ થયો. मम પદ અર્થાત્ પ્રાપ્ત થાય છે. એટલે શ્રીકૃષ્ણ કોનું શરણ ? એટલે કહે છે કે મારૂં અર્થાત્ मम એ શબ્દ સિદ્ધ થયો તો श्रीकृष्णः शरणं मम એ મન્ત્ર સંપૂર્ણ રીતે यत्र योगेश्वरः આ ગીતા પદ્યમાંથી પ્રકટ થયો.

હવે ઉત્તરાર્ધનો અર્થ - જે માર્ગમાં श्रीकृष्णः शरणं मम આ મન્ત્રનો ઉપદેશ થાય છે તે માર્ગમાં विजयः भूतिः नीतिः मतिः ध्रुवाः જય, સમૃદ્ધિ, નીતિ, બુદ્ધિ ઇત્યાદિ સ્થિર થઇ રહે છે. આ કથનથી આ શ્લોકમાં અષ્ટાક્ષર મન્ત્રનું ગૌણ ફલ પણ કહ્યું છે.

श्रीकृष्णः शरणं मम આ મન્ત્ર ફલદાયક તેમન સર્વોદ્ધારક હોઇ સર્વોત્કૃષ્ટ છે. આ વાત નારદપંચાત્રાદિ ભાગવતશાસ્ત્રોમાં સારી રીતે વર્ણવી છે જેમકે :-

किं मन्त्रैर्वहुभिविनश्वरफलैरायाससाध्यैर्मस्वैः ।

किञ्चिल्लोपविधानमात्रविफलैः संसारदुःखावहैः ।।

एकः सन्नापि सर्वमन्त्रफलदो लोपादिदोषोज्झितः ।

श्रीकृष्णः शरणं मम् इति परमो मन्त्रोऽयमष्टाक्षरः ।।

અર્થ :- અતીવ પરિશ્રમથી સાધી શકાય છતાં અનિત્ય ફલવાળા, ક્રિયામાં ક ઉચ્ચારમાં જરા ફરક પડી જાય તો ઉલટુંજ ફલ આપનારા અહન્તા મમતાત્મક સંસારના દુ:ખ નેજ ફલનારા એવા યજ્ઞોથી શું ? જ્યારે એક હોવા છતાં સર્વ મન્ત્રના ફલનો દાતા, ઉલટું સુલટું બોલી જવાય તો પણ જેમાં દુર્ગતિ તો થતી જ નથી એવો श्रीकृष्णः शरणं मम આ અષ્ટાક્ષર મન્ત્ર સર્વથી શ્રેષ્ઠ છે.

श्रीकृष्णः शरणं मम એ મન્ત્રમાં श्रीकृष्णः એટલો નામમન્ત્ર છે. અને शरणं मम એ શરણોપદેશ છે. તેથીજ આપણા સંપ્રદાયમાં નામ આપ્યું આ નામધારી છે એવી પ્રસિદ્ધિ છે. શ્રીકૃષ્ણનું નામ સર્વને સમાન હોવાથી તેનો ઉપદેશ લેવાનો સર્વને અધિકાર છે. અને નામને મન્ત્રપણું તો સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. प्रायश्चितमयूरव માં સ્કંધપુરાણના પ્રભાસખંડમાં ભગવદ્વાક્ય છે કે :-

नाम्नां मुरव्यतरं नाम कृष्णारव्यं यत्परं तपः ।

प्रायश्चित्तमशेषाणां पापानां मोचकं परम् ।।

અર્થ :- સર્વ નામોમાં શ્રીકૃષ્ણનામ એ ઉત્તમ તપરૂપ છે. અને સમગ્ર પાપોથી મુકાવનારૂં ઉત્તમ પ્રાયશ્ચિતરૂપ છે.

તેથી ગૌતમીયતંત્રમાં कृष्णेति द्व्यक्षरो मन्त्रः એમ કહેલ છે. પદ્મપુરાણમાં પણ

कृष्णेतिवैष्णवं मन्त्रं श्रुत्वा मुक्तो भवेन्नरः ।

અર્થ :- कृष्ण આ વૈષ્ણવ મન્ત્રને શ્રવણ કરીને પુરુષ પાપથી મુક્ત થઇ જાય છે. બ્રહ્મવૈવર્તપુરાણના શ્રીકૃષ્ણજન્મખંડમાં પણ કહેલ છે કે :-

गृहाण मम मन्त्रं च कृष्ण इत्यक्षरद्वयम् ।

सर्वेषामेव मन्त्राणां सारात्सारतरं परम् ।।

અર્થ :- कृष्ण આ બે અક્ષરવાળા મારા મન્ત્રને તુ ગ્રહણ કર, જે, સર્વ મન્ત્રોના સારનો પણ ઉત્તમ સારરૂપ છે. કાશીખંડ અધ્યાય એકવીસમાં :-

गच्छता तिष्ठता वाऽपि स्वपता जाग्रता तथा ।

शयानेनोपविष्टेन जप्यो नारायणः सदा ।।

અર્થ :- ચાલતાં, ઊભા રહેતાં, નિંદ્રા કરતાં, જાગતાં, શયન કરતાં તેમજ બેસતાં પુરષોએ नारायण નામ સદા જપ કરવા લાયક છે.

વગેરે પ્રમાણોથી કેવળ નામને પણ મન્ત્રપણું સિદ્ધ છે. અને ભગવદ્‌ભજનના જે અધિકારિ તે સર્વ નામમન્ત્રનો ઉપદેશ લેવાનો અધિકારિ છે એમ સ્પષ્ટ સમજાયું. ભગવદ્‌ભજનના અધિકારિ બધા છે એમ શ્રીભાગવત સ્કંધ ૭, અધ્યાય ૭માં પ્રહ્લાદજીએ દૈત્યના બાળકો પ્રતિ કહ્યું છે કે :-

देवोऽसुरो मनुष्यो वा यक्षो गंधर्व एव वा ।

मजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम् ।।

અર્થ :- આપણની માફક દેવ, અસુર, મનુષ્ય, યક્ષ અથવા તો ગંધર્વ મુકુન્દના શ્રીચરણનું ભજન કરતાં કલ્યાણયુક્ત થાય છે. તેમજ શ્રીમદ્ ભાગવત ૧૧.૨.૨માં શ્રીશુકદેવજી કહે છે કે :-

को तु राजन्निन्द्रियवान् मुकुन्दचरणाम्बुजम् ।

न भजेत्सर्वतोमृत्युरुपास्यममरोत्तमैः ।।

અર્થ :- રાજન્! બ્રહ્મા વિગેરે દેવોને પણ ઉપાસના કરવા લાયક ભગવાનના શ્રીચરણારવિંદને સર્વ ઠેકાણેથી મરણના ભયવાળો એવો કોણ ઇન્દ્રિયવાળો પુરુષ હશે કે જે ન ભજે!

વગેરે પ્રમાણોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઇન્દ્રિયવાળા સર્વ પ્રાણીઓ ભગવાનના ભજનના અધિકારી છે. તેજ સર્વ નામમન્ત્રના પણ અધિકારિ છે માટે તેમાં કંઇ શંકા કરવાનો અવકાશ રહેતો નથી.

ઉપર પ્રમાણે શરણમન્ત્રનો ઉપદેશ ગ્રહણ કરવાથી સર્વ (મુમુક્ષુ)ને આવશ્યક્તા છે એમ સિદ્ધ થયું. તે શરણમન્ત્રનો ઉપદેશ ગ્રહણ કરવાથી શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન અને દાસ્ય એ સાત પ્રકારની ભક્તિ કરવાનો અધિકાર જીવને પ્રાપ્ત થાય છે.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

ભગવન્માર્ગપર પ્રયાણ કરવાના સાધન બતાવતા શ્રીમહાપ્રભુ શ્રીગુરુની સર્વપ્રથમ સાધનરૂપતા બતાવી રહ્યાં છે અને આજ્ઞા કરે છે કે

कृष्णसेवापरं विक्ष्य दम्भादिरहितं नरम् ।

श्रीभागवतत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ।।

(त.दी.नि.२/२२७)

આ વિષયપર શ્રીમહાપ્રભુ સ્વકૃત પ્રકાશ વ્યાખ્યામાં આપશ્રી આજ્ઞા કરે છે કે सेवा च प्रमाणमूलैव पुरुषार्थपर्यवसायिनी। अन्यथा मनस्यन्यद्विधायाऽन्यथा करणे न फलसिद्धिः । એટલે કે જે સેવાના મૂલમાં શાસ્ત્રો ( આપણા માટે જે પ્રકારની સેવા શ્રીમહાપ્રભુજીએ બતાવી હોય) ના પ્રમાણ મળી રહ્યાં હોય, તેજ સેવા જીવાત્માના પુરુષાર્થને સિદ્ધ કરી શકશે, અન્યથા નહીં!

અન્તમાં આપણે જે હવેલી-જાહેર દેવાલય અને ગૃહસેવા ઉપર જો કઈંક સંક્ષેપમાં સમજવું હોય તો આ પ્રમાણે સમજવું જોઇએ, જે મારું (શ્રીગુરુચરણ)નું આ વિષય પર અન્તિમ ધ્યાનાકર્ષણ રહેશે :-

હવેલી શું છે ?

હવેલી, પારંપર્યા રૂપે શ્રીવલ્લભકુલ બાલકનું રહેઠાણ છે. જ્યાં તે બાલકના શ્રીઠાકોરજી બિરાજમાન હોય, તે બાલકના દ્વારા સેવિત હોય, એટલે કે તે બાલકને માટે તે શ્રીઠાકોરજી નિધિ હોય - સેવ્ય હોય. સેવક-વૈષ્ણવ જો આવી હવેલીમાં જાય તો કેવળ પોતાના શ્રીગુરુચરણના દર્શન માટે જાય, શ્રીગુરુચરણ પ્રતિ પોતાનું કર્તવ્ય એટલે કે ગુરુસુશ્રુષા માટે જાય. ત્યાં (હવેલીમાં) જઇને શ્રીગુરુદેવના સેવ્યસ્વરૂપના દર્શનની કામના રાખ્યા વિના જવું જોઇએ. કારણકે આપણા ઘરે પણ એજ શ્રીઠાકોરજી બિરાજી રહ્યાં છે જે આપણા શ્રીગુરુદેવને ત્યાં બિરાજી રહ્યાં છે. કારણકે આપણા માથે શ્રીઠાકોરજી પણ આપણા શ્રીગુરુદેવેજ પધરાવ્યા છે, તેથી આપણા ઘરનાં શ્રીઠાકોરજી આપણા માટે નિધિ છે - સેવ્ય છે.

અમુક સિદ્ધાંત જે આજે આપણી અંદર ઘર કરી ગયા છે જે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતથી વિપરિત છે જે આ પ્રમાણે છે.

સેવક-વૈષ્ણવ જ્યારે હવેલી - ગુરુદ્વારે જાય ત્યારે ન કેવળ પોતાના શ્રીગુરુજીના શ્રીઠાકોરજીને ફલ-ફલાદિ અર્પણ કરી શકે, અને સાથેજ આ એક દિવ્ય કૃપા છે. તે શ્રીગુરુદેવના શ્રીઠાકોરજીના દર્શન કરીને રાગ-શ્રૃંગાર કરી શકશે. સેવક-વૈષ્ણવ હવેલીમાં જઇને માર્ગીય પ્રકારને સમજી શકશે. એક સેવક-વૈષ્ણવ જ્યારે હવેલી જાય છે, ત્યારે તે વિવિધ પ્રકારની મુંઝવણોને શ્રીગુરુજી દ્વારા, મુખિયાજી દ્વારા, અથવા તો અન્ય વૈષ્ણવ દ્વારા દૂર થાય છે. સેવક-વૈષ્ણવ પોતાને માર્ગના વિવિધ સમાચાર અને વિચારને હવેલીએ જવાથી જાણી શકે છે. વિવિધ પ્રકારની તનુજા સેવા દ્વારા સેવક-વૈષ્ણવ પોતાની કલા-કૌશલ ખીલવી શકે છે અને સાચી રીતે સમજી શકે છે. વિત્તજાસેવા અર્પણ કરતાં, એક સેવક-વૈષ્ણવ હવેલી માટે શુભેચ્છા પ્રગટ કરે છે, તે એમ સમજે છે કે સેવક-વૈષ્ણવનું આ મુખ્ય કર્તવ્ય છે, કારણકે હવેલી એ શ્રીવલ્લભકુલ બાલક અને શ્રીઠાકોરજીને રહેવાનું સ્થળ છે. અને એ આપણું કર્તવ્ય આ અલૌકિક સ્થળએ કોઇપણ સાધનની અપેક્ષા રાખ્યા વગર કરવું જોઇએ. અન્તમાં શ્રીવલ્લભકુલ બાલકની કૃપાથી હવેલી એક એવું કેન્દ્ર છે જે સેવક-વૈષ્ણવના મનોરથ શ્રીગુરુદેવના શ્રીઠાકોરજી દ્વારા સિદ્ધ થશે.

આવા અનેક ભ્રામક વિચારો આપણા પુષ્ટિમાર્ગીય સમાજમાં ઘર કરી ગયાં છે, જેનાથી આપણે સર્વદા બચવું જોઇએ. અને માર્ગના સાચા બોધ ને સમજવું જોઇએ. શ્રીમહાપ્રભુજીની વાણીને અનુસરીને સર્વનો વિચાર કરવો જોઇએ. જ્યારે આપણે શ્રીમહાપ્રભુજીની વાણી પર મહાનુભાવ આચાર્યોની ટીકાનો અભ્યાસ કરીશું ત્યારે આપણને માર્ગનો યથાર્થ બોધ પ્રાપ્ત થશે. તેથી શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ, આપણે સૌએ આપણા **શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશબાવાશ્રી)**ની આજ્ઞાનુસાર શ્રીગુરુદેવ દ્વારા સમય સમયપર થતાં માર્ગીય જ્ઞાનસત્ર થતાં હોય, ત્યાં આપણે સત્રાર્થી થઇ માર્ગનો યથાર્થ બોધ પ્રાપ્ત કરી અને સાચા માર્ગ પર અગ્રેસર થઇએ.

હવે આપણે આગળના અંકથી સિદ્ધાંત રહસ્ય ગ્રંથ આગળ સમજવાનો પ્રયાસ કરીશું.

**तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्।**

**दत्तापहारवचनं तथा च सकलं हरेः।।६।।**

**न ग्राह्यमितिवाक्यं हि भिन्नमार्गपरं मतम्।**

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**નમામિ હૃદયે શેષે લીલા-ક્ષીરાબ્ધિ-શાયિનમ્ ।।**

**લક્ષ્મી-સહસ્ત્ર-લીલાભિ: સેવ્યમાનં કલાનિધિમ્ ।। ૪ ।।**

શ્રીગુસાંઈજીએ શ્રીસુબોધિનીજીનું રહસ્ય સમજવા માટે શ્રીટિપ્પણીજી નામની ટીકા લખી છે, તેમાં તેમને આ શ્લોકનું રહસ્ય બહું જ સુંદર રીતે સમજાવ્યું છે. શ્રીમહાપ્રભુજીએ અહિંયા સુંદર સરખામણી કરી છે. અલંકાર શાસ્ત્રોના શબ્દના કહીયે તો રૂપક અલંકાર છે.

મર્યાદામાર્ગમાં ભગવાન શ્રીનારાયણ જેવો ધર્મ સ્વરૂપ છે તેઓ સદાને માટે ક્ષીરસાગરમાં બિરાજમાન છે.

ક્ષીરસાગરમાં ભગવાન શેષનાગજીની શૈયા ઉપર બિરાજે છે, શેષનાગજી વેદનું સાક્ષાત્ સ્વરૂપ છે. કારણકે વેદમાં દાસ્યભક્તિ બતાવવામાં આવી છે, વેદને વિચાર થયો કે જે દાસ્યભક્તિનું નિરૂપણ થયું તે દાસ્યભક્તિ અમારે (વેદે) કરવી જોઈએ. ભગવાનની દાસ્યભક્તિ કરવા માટે વેદ શેષનાગજી રૂપ બન્યા, ક્ષીરસાગરમાં રહ્યાં, અહિં ભગવાન શ્રીનારાયણ તેમના ઉપર બિરાજ્યાં.

ભગવાન શ્રીનારાયણના પત્નિ સ્વામિની શ્રીલક્ષ્મીજી છે સ્વામિનીની સેવાને કારણે ભગવાન શ્રીનારાયણે શ્રીલક્ષ્મીજીને પોતાના હૃદયકમળમાં સ્થાન આપ્યું છે.

પરંતુ શ્રીલક્ષ્મીજીની એવી ભાવના રહી કે ભગવાનના હૃદયકમળમાં રહેવાથી મને કદાચ અભિમાન આવશે અને અભિમાન થતાં ભગવાન મને છોડી જશે તેથી દાસ્યભક્તિ કરવા માટે શ્રીલક્ષ્મીજીએ ભગવાનના ચરણસેવા કરવાનું પસંદ કર્યું. ભગવાનના શ્રીચરણકમલમાં રહીને શ્રીલક્ષ્મીજી ભગવાનની શ્રીચરણસેવા કરવા લાગ્યાં, આમ ક્ષીરસાગરમાં શેષનાગજીની શૈયા ઉપર બિરાજમાન ભગવાન શ્રીનારાયણની શ્રીચરણસેવા શ્રીલક્ષ્મીજી કરી રહ્યાં છે.

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ત્યાં મર્યાદા ભક્તિ છે. પરંતુ આવોજ અલૌકિક પ્રસંગ આપણા પુષ્ટિમાર્ગમાં (પુષ્ટિભક્તિમાં)માં પણ બન્યોં છે.

આપણને પ્રશ્ન થાય કે ક્યાં બન્યો ? આવોજ પ્રસંગ શ્રીમહાપ્રભુજીના હૃદયમાં બન્યો. આ જે પ્રસંગ બન્યો તેનો કોણે અનુભવ કર્યો ? સ્વયં શ્રીમહાપ્રભુજીએ તેનો અનુભવ કર્યો. એ અનુભવ શ્રીમહાપ્રભુજી આ શ્લોકાર્થમાં દર્શાવે છે. તેઓ આજ્ઞા કરે છે કે :

***મારું હૃદય જાણે શેષનાગજીની શૈયા છે, શેષનાગજીમાં મર્યાદા દાસ્યભક્તિ છે, શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે મારામાં પુષ્ટિ દાસ્યભક્તિ છે, આથી શ્રીમહાપ્રભુજીએ કેટલાક ગ્રંથમાં પોતાને કૃષ્ણદાસ તરીકે ઓળખાવ્યા છે. આમ તો લીલામાં શ્રીમહાપ્રભુજી ભગવદ્‌સ્વરૂપે સ્વામિની સ્વરૂપે અને બન્ને સ્વરૂપના એક અદ્‌ભૂત નિશ્ચન સ્વરૂપે (સાક્ષી સ્વરૂપે) બીરાજમાન છે.***

(અત્રે શ્રીમહાપ્રભુજીના ત્રિયાત્મક સ્વરૂપનું દર્શન છે. જ્યાં શ્રીકૃષ્ણના હૃદયમાં બિરાજતું સ્ત્રીગૂઢભાવ, શ્રીસ્વામિનીજીના હૃદયમાં બિરાજતાં પુંગૂઢભાવ અને આપશ્રીના સાક્ષી સ્વરૂપ આમ શ્રીમહાપ્રભુજીમાં બિરાજતું આ ત્રણ સ્વરૂપવાળું ત્રિયાત્મક સ્વરૂપનું વિવરણ છે.)

આપ શ્રીમહાપ્રભુજી, ભૂતલ ઉપર પુષ્ટિ બીજવાળા જીવોનો ઉદ્ધાર કરવા પધાર્યા છે. ત્યારે શ્રીગુરુ (શ્રીમહાપ્રભુજી) સ્વરૂપ પ્રગટ કર્યું છે. શ્રીમહાપ્રભુજી ગુરુ સ્વરૂપે પોતાના શિષ્યને ઉપદેશ આપતા પહેલાં તેનું આચરણ પ્રથમ પોતે કરે છે, પોતે અનુભવ કરે છે અને પછી પોતાનો અનુભવ શિષ્યોને બતાવે છે. તેથી અહીંયા શ્રીમહાપ્રભુજી શ્રીઆચાર્ય સ્વરૂપે પુષ્ટિમાર્ગની દાસ્યભક્તિનો પોતે પહેલો અનુભવ કરે છે, અને પોતાનોએ અનુભવ આપણને (પુષ્ટિમાર્ગીય જીવ) બતાવે છે. શ્રીમહાપ્રભુજીએ અત્રે ખુબજ સુંદર આજ્ઞા કરી છે કે જેમ મર્યાદામાર્ગમાં ક્ષીરસાગર છે તેમ તેમના હૃદયમાં તેમના શ્રીઅંગની અંદર એક અદ્‌ભૂત, વિલક્ષણ અલૌકિક એવું લીલાસાગર રહેલું છે. દરેક પુષ્ટિબીજવાળા ભક્તનું આંતરિક શરીર વ્રજભૂમિ છે, એના આંતરિક બારે-બાર અંગો, વ્રજના બાર વન છે. એના એ આંતરિક અંગોરૂપી શ્રીવ્રજભૂમિમાં ભક્તિરૂપી શ્રીયમુનાજીની સરિતા વહી રહી હોય છે. શ્રીઠાકોરજી વ્રજભક્તો સાથે શ્રીયમુનાજીના કીનારા પર (તટ પ્રદેશ) બાર વનમાં અને શ્રીયમુનાજીના જલમં અનેક રસાત્મક લીલાઓ કરે છે. આમ શ્રીઠાકોરજી **રસાત્મક લીલાઓના સાગરરૂપી** ભક્તના અંગની અંદર વિદ્યમાન છે.

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ

# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

હવે એક શંકા થાય છે કે ઊંભુ તિલક એ એક મહાપ્રકરણ છે. તેમાં દંડાકાર, ચરણાકાર, પિપ્પલપત્રાકાર અને એવા બીજા આકારો અવાન્તર પ્રકરણો છે, એ અવાન્તર પ્રકરણો એક બીજાથી ભિન્ન હોવા છતાં ધારણ કરે એ વિધિનો મહાપ્રકરણ સાથે સંબંધ હોવાથી *વિધિનું બીજા પ્રકરણ સાથે સરખાપણું હોવાથી તમામ કામ થાય*, એ ન્યાય વડે દંડાકારને ધારણ કરવાનું છે તેમ ચરણાકારને પણ ધારણ કરવાનું છે, એ બન્ને અને તેવાં બીજાનો ઊભા તિલકમાં સમાવેશ થતો હોવાથી સાદશ્યને લઇને જેમ દંડાકાર ધારણ કરે તેમ ચરણાકાર ધારણ કરે એમ માનીને ચરણાકારને ધારણ કરે એમ કહીએ તો શું હરકત ! કારણ કે દંડાકાર એ ઊભા તિલકમાં હોવા છતાં એનો અર્થ સ્પષ્ટ ન સમજાતો હોવાથી તેનો બાધ કરીને તેના જેવાજ ઊભા તિલકમાં આવેલા ચરણાકારને સરખાપણા વડે ગ્રહણ કરવું એમ હોય તો ?

આવી જ્યારે શંકા થાય, ત્યારે ગ્રંથકાર કહે છે કે આવી શંકા ન કરવી. જો કે ચિન્હને લઇને દંડાકાર એ શબ્દના **તમામ શબ્દોના સંબંધનો બોધ તે ચિન્હ કહેવાય**, એ વચન વડે દંડ સરખો આકાર હોવાથી સાદશ્યને લઇને ચરણાકાર આવે, સંબંધનો બોધ એટલે પ્રસિદ્ધિ, એ પ્રસિદ્ધિ જો કે અહીં તો તેમ કરી શકતી નથી તો પણ કદાચિત્ સરખાપણાથી દંડાકારને ચરણાકારપણા વડે સ્થાપન કરે, અથવા ચરણાકારમાં દંડાકારનો પ્રવેશ થવાથી ચરણાકાર કે ઊભા તિલકને જો કે હાનિ નથી તેમ માનીએ તો પણ જેમ *યદુકુળમાં અંશ વડે પ્રકટ થયેલા શ્રીહરિનાં કર્મો અમને કહો*, આ વચન વડે યદુનન્દન શ્રીકૃષ્ણનું પણ બીજા અવતારોની જેમ અંશપણું સર્વ સાધારણ થતાં *શ્રીકૃષ્ણ તો પોતે ભગવન-પૂર્ણપુરુષોત્તમ છે*, એ શ્રુતિસરખા-પૂર્વ વચનથી પૂર્ણપણું અને અંશિપણું છે તેની જેમ અહિં પણ *બીઝાના ગુણોનું બીજાના કારણપણું ન હોવાથી* દંડાકાર શબ્દ વડે પ્રાપ્ત થતા ચરણાકારનો નિષેધ કરવાને ભગવતી શ્રુતિ દંડાકાર એ તિલકની જૂદીજ પ્રસિદ્ધિ છે એમ ઉપદેશ કરે છે, અને તે શ્રુતિ જેમ કે - આ પ્રમાણે છે.

***સુંદર દેખાવવાળા ઊભા તિલકને ધારણ કરે છે, તે ઊભું તિલક બે રેખાવાળું હોય છે, તે શ્રીહરિના સાયુજ્યપણાને અને સાલોક્યપણાને વશ કરે છે. જે આ પ્રમાણે જાણે છે. (તે ધારણ કરે છે.)***

...ક્રમશ:

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। ભક્તિમાર્ગે પુષ્ટિમાર્ગત્વનિશ્ચય:।।

पुष्टिमार्गः फलं यत्र स्वयं साधनतां व्रजेत् ।।

साक्षात्परोक्षभेदेन स द्विधा विनिरूपितः ।।१ ।।

જ્યાં ફલ જાતે જ સાધન થઇ રહે, તે પુષ્ટિમાર્ગ. આ પુષ્ટિમાર્ગ સાક્ષાત્ફલાત્મક અને પરોક્ષફલાત્મક એમ બે પ્રકારનો કહેવામાં આવે છે. ૧

आविर्भावदशायां हि साक्षात्वेन निगद्यते ।।

अन्यथा तु परोक्षत्वात्थैव हि निरूप्यते ।।२ ।।

પ્રભુ જ્યારે ભૂતલ ઉપર બિરાજતા હોય છે, ત્યારે જે પુષ્ટિમાર્ગની સ્થિતિ છે તે સાક્ષાત્ફલાત્મક છે; પરન્તુ જ્યારે પ્રભુ ભૂતલ ઉપર નથી બિરાજતા હોતા ત્યારે પરોક્ષ-ફલાત્મક છે. ૨

मानातिरिक्तमार्गत्वमेव तत्र व्यवस्थितिः ।।२.५ ।।

આ માર્ગ પ્રમાણોથી પર છે. એ જ વ્યવસ્થા. ૨।।

### સંશય

तत्रायं संशयः - कृष्णः फलं साक्षात्कृतः स्वयम् ।।३ ।।

यायात्साधनतां नूनं रसलीलासु सर्वशः ।।

परोक्षे भक्तिमार्गे हि कथं साधनता हरेः ।।४ ।।

अनाविर्भूतपत्वाद्दर्शनस्याप्यभावतः ।।

तदभावे कथं तस्य पुष्टिमार्गत्वमुच्यते ।।५ ।।

अन्यथा साधनैः सिद्धौ मर्यादिव तथा भवेत् ।। ५.५ ।।

અહીં એક શંકા એ પ્રકારે કરી શકાય કે : -

ફલરૂપ કૃષ્ણનો જે વખતે પ્રકટ દર્શનાદિ અનુભવ થતો હોય તે વખતે તો એ કૃષ્ણ રસલીલાઓમાં દરેક પ્રકારે જાતે સાધનભૂત બને, પરંતુ પરોક્ષ ભક્તિમાર્ગમાં એટલે કે જ્યારે પ્રભુ અપ્રકટ રહી સુખદાન કરવા માંગતા હોય ત્યારે પ્રભુ સુખદાનમાં સાધનભૂત કઇ રીતે બની શકે? કારણકે, એક તો પોતે અપ્રકટ છે, બીજું એ દેખાતા પણ નથી, અને પ્રભુ પોતે સાધનરૂપ ન બને તો એ ભક્તિમાર્ગ પુષ્ટિભક્તિમાર્ગ કઇ રીતે કહી શકાય? (જીવ સ્વયં સાધન કરી ફલ પ્રાપ્ત કરે તે મર્યાદામાર્ગ; પ્રકટ પ્રભુ સ્વયં સાધન રૂપ બની જીવને ફલદાન કરે તે પુષ્ટિમાર્ગ! આ સિદ્ધાંતાનુસાર) જીવનાં સાધનો દ્વારા ફલ મળતું હોય તો એ મર્યાદામાર્ગ રહે, પુષ્ટિમાર્ગ ન બને. ૫।।

## સિદ્ધાંત

सिद्धान्तस्तु-हरिः साक्षाद्रसात्मा श्रुतिसम्मतः ।। ६ ।।

सोऽपि श्रृंगार एवास्ति, स चापि द्विविधो मतः ।। ६.५ ।।

સિદ્ધાંત એ છે કે શ્રુતિઓએ જેને સમ્મતિ આપી છે, તેવા પ્રભુ સાક્ષાત્ રસાત્મક છે; એ પણ શ્રૃંગારરસરૂપ. શ્રૃંગારરસાત્મક પ્રભુના પણ બે પ્રકાર છેઃ ૧. સંયોગ અને ૨. વિપ્રયોગ. (સંયોગ અવતારદશામાં જ અને વિપ્રયોગ અવતારદશામાં તેમજ અનવતારદશામાં પણ.) ૬।।

एवं सति हरेर्भक्तिमार्गे पुष्ट्यभिधे मतः ।। ७ ।।

वियोगः सधनं यस्मात्स स्वरूपोत्मको मतः ।। ७.५ ।।

આમ હોવાથી પુષ્ટિમાર્ગ એવું જેનું નામ છે તેવા ભક્તિમાર્ગમાં પ્રભુનો વિયોગ-વિપ્રયોગ, એ જ સાધન છે, કેમકે વિપ્રયોગ ભગવત્સ્વરૂપાત્મક કહ્યો છે. ૭।।

तस्य साधनता या हि स्वरूपे साधनं मतम् ।। ८ ।।

अतोऽत्र पुष्टिमार्गत्वं निष्प्रत्यूहं विभाव्यताम् ।। ८.५ ।।

આ વિપ્રયોગનું જે સાધનપણું તે જ સાક્ષાત્ પ્રભુ સાધનરૂપ બન્યા છે એમ સમજવું. આથી જ આ પુષ્ટિમાર્ગનું પુષ્ટિપણું આબાદ રહે એમ જાણવું. ૮।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન પોતાના શ્રીગુરુદ્વાર પ્રત્યે સામાન્ય વ્યવહાર

### સ્ત્રીઓએ સાષ્ટાંગ દંડવત ન કરવા :-

સાષ્ટાંગ દંડવત્ સ્ત્રીઓથી થતાં નથી. સ્ત્રીઓએ તો કેવળ પંચાંગ દંડવત્ કરવાં. આવું કારણ શું ? તો શાસ્ત્રકાર કહે છે કે બે વસ્તુઓ પૃથ્વી ઉપર ભાવ વધારનારી છે. બે વસ્તુ પૃથ્વી પર ભાર વધારે છે તેથી એનો પૃથ્વી સાથે સંયોગ થવો ન જોઇએ. જો પૃથ્વી સાથે સ્પર્શ થાય તો આ બે વસ્તુથી પૃથ્વી પર ભાર વધે છે. એક તો બ્રાહ્મણની ગુદા અને સ્ત્રીઓના સ્તન. આ બે વસ્તુનો પૃથ્વી સાથે સંબંધ ન થવો જોઇએ માટે બ્રાહ્મણ પૃથ્વી સાથે સંબંધ ન થવો જોઇએ એટલે બ્રાહ્મણે પૃથ્વી ઉપર આસન બીછાવીને બેસવું એમ વૈદિક સંસ્કૃતિનો નિયમ છે. અને સ્ત્રીઓએ એક ઘુંટણ વાળી, બીજા ઘુંટણને પૃથ્વી સાથે સ્પર્શ કરાવી, બન્ને હાથના પંજાને પૃથ્વી સાથે લગાવી, લલાટને પૃથ્વીનો સ્પર્શ કરાવો. આ રીતે સ્ત્રીઓએ દંડવત્ કરવા.

### શ્રીગુરુદેવને કેવી રીતે પ્રશ્ન પુછવા ? :-

છાતી કાઢી, કમર પર હાથ મૂકી, ડોક વાંકી રાખી, ઊંચી કરી પૂછવામાં આવે કે મહારાજ! મારે આપશ્રીને એક પ્રશ્ન પુછવો છે ? આ મુદ્રાથી શ્રીગુરુદેવના મન પર શોં પ્રભાવ પડશે ? પ્રભાવ એજ પડશે અહંકારનો, પોતે શ્રીગુરુદેવ ના કરતોં ચઢીયાતો છે. હું વધારે જાણું છું. શ્રીમહાપ્રભુજી પણ આજ્ઞા કરે છે કે જ્યારે સેવક-વૈષ્ણવને કાંઇક જાણવાની જિજ્ઞાસા હોય ત્યારે જો તે પ્રશ્ન કરે તે સમયે શ્રીગુરુદેવનું કર્તવ્ય બને છે કે તે સેવક-વૈષ્ણવની જિજ્ઞાસાને સમાધાન કરે.

જિજ્ઞાસુંનો સ્વભાવ ઊંચા સ્વરે ન હોય, પણ વિનમ્રતાનો હોય. તેથી જે કૃપાનાથ!, ગુરુદેવ, એક વિનંતી છે!, વગેરે વિનમ્રતાથી શ્રીગુરુદેવ સમક્ષ પોતાના પ્રશ્નનું નિવારણ કરવું જોઇએ.

**શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના ઉપયોગની સામગ્રી (વસ્ત્ર, પાત્ર) પોતે ઉપયોગ ન કરવો :-**

શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના ઉપયોગ (વપરાશ)માં આવતી સામગ્રી, જેમકે વાસણ (પાત્ર), વસ્ત્ર, ગાદી, તકીયા, બિછૌના (ચાદર), ખોલી, આભૂષણો, આસન, વગેરે વસ્તુઓને ક્યારેય પણ પોતાના ઉપયોગમાં ન લેવી. અને જો તેમાંથી કોઇ પ્રસાદી વસ્તુ તરીકે લેવામાં આવે તો પછી ફરીથી પાછી તે શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના ઉપયોગમાં લઇ શકાય નહીં. તેમજ એક વખત પણ પોતાના વપરાશમાં આવી ગયેલી વસ્તુનો શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીમાં ક્યારેય ઉપયોગ કરવો નહીં.

**શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સમક્ષ, સેવાના સ્થળમાં અપાનવાયુની ક્રીયા ન કરવી :-**

શ્રીમદ્ ભાગવતકાર ૩૨ અપરાધ બતાવ્યાં છે, તેમાંનું આ એક અપરાધ છે કે ભગવત્ સ્થળ (સેવાના સ્થળ, શ્રીગુરુઘર), શ્રીઠાકોરજી અને શ્રીગુરુદેવ સન્મુખ અપાનવાયુની ક્રીયા ન કરવી. તે અસભ્યતાને પરિચય આપે છે. જેમ આપણે પોતાની જાત પર ભૂખ લાગે, ત્યારે ક્યારેક વિવેક બુદ્ધિ રાખીને ભૂખને સહન કરીએ છીએ, તરસ લાગે છે, ત્યારે વિવેક બુદ્ધિથી આપણે તરસને પણ સહી લઇએ છીએ, તો એટલું સંયમ અપાનવાયુ પર પણ રાખવું જોઇએ. પણ જો કોઇને શારિરીક તકલીફ હોય તો? તો આવા સંજોગોમાં તો એક સેવકએ પ્રથમ તે તકલીફનો ઉપચાર પણ કરવો જોઇએ.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## ।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।

**અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી**

...ગતાંકથી આગળ

सोपाधिको भास्करो हि स्वस्माद्भिन्नास्ति सर्वथा ।

भेदपक्षे तु जीवानां सुखदुःखादिदानतः ।। ४३ ।।

वैषम्यनैर्घृण्यइति दूषणे द्वे परे स्थिते ।

अनादि कर्म चाश्रित्य समाधाने त्वनीशता ।। ४४ ।।

ભાસ્કરમત ઉપાધિસહિત હોવાથી પોતાના (શુદ્ધાદ્વૈત) સિદ્ધાંતથી સર્વથા જુદો જ છે. અને ભેદ પક્ષમાં તો જીવોને સુખદુ:ખ વગેરે આપવાથી વિષમતા અને નિર્દયતા એ બે દૂષણો ભગવાનમાં આવે છે. તેમ અનાદિ કર્મને લઈને સુખદુ:ખ મળે છે એમ સમાધાન કરવામાં નિરીશ્વરવાદ આવે છે.

अत्रापि शाङ्कराः शैवा माध्वा रामानुजादयः ।

निम्बार्का भास्करा भिक्षुर्येऽन्ये ते दोषसंश्रिताः ।। ४५ ।।

અહીં પણ શંકરાચાર્યજીના મતના અનુયાયીઓ, શૈવો, માધ્વો, રામાનુજાદિક, નિમ્બાર્ક, ભાસ્કરાચાર્યમતવાળા, ભિક્ષુ અને જે બીજા છે તે સર્વ દોષયુક્ત છે.

आत्मसृष्टेर्न वैषम्यं नैर्घृण्यं चापि विद्यते ।

श्रीमदाचार्यचरणैर्निबन्ध इदमीरितम् ।। ४६ ।।

श्रीमत्प्रभुवरैर्विद्वन्मण्डनेऽपि निरूपितम् ।

रमणार्थमिदं विश्वमुच्चनीचादिभावतः ।। ४७ ।।

આત્મારૂપ સૃષ્ટિ હોવાથી ભગવાનમાં વિષમતા કે નિર્દયતાના દોષો પણ નથી. એમ શ્રીમહાપ્રભુજીએ શાસ્ત્રાર્થનિબંધમાં આજ્ઞા કરેલી છે. તેમ જ શ્રીપ્રભુચરણ શ્રીગુસાંઇજીએ વિદ્વમંડનમાં પણ નિરૂપણ કરેલું છે કે હરિએ રમણ માટે આ જગતને ઊંચનીચ વગેરે ભાવથી પોતારૂપ કરેલ છે. માટે વૈષમ્ય તથા નૈર્ઘૃણ્ય વગેરે દોષો નથી.

आत्मरूपं चकारातो हरिर्यस्मान्न दूषणम् ।

शक्तिशक्तिमतोर्भेदाभेदो यः स न बाधकः ।। ४८ ।।

तत्र भेदो न चैवास्ति शक्तेर्ब्रह्मत्वनिश्चयात् ।

भिन्नत्वे तु जडत्वं स्यात् भेदो यो बोधनाय सः ।। ४९ ।।

શક્તિ અને શક્તિમાનનો જે ભેદાભેદ કહેલો છે તે બાધક નથી, કારણકે શક્તિને બ્રહ્મપણું છે એવો નિશ્ચય હોવાથી તેમાં ભેદ નથી જ. જો શક્તિને બ્રહ્મથી ભિન્નપણું કહીયે તો શક્તિ જડ છે એમ કહેવું પડે, ત્યારે તે કાંઇ કાર્ય કરી શકે નહીં. માટે શક્તિ ભિન્ન નથી છતાં જે ભેદ બતાવે છે તે શક્તિનું સ્વરૂપ જાણવામાં આવે તે માટે છે.

धर्माधर्मिविचारेऽपि ज्ञेयमेवं विचक्षणैः ।

प्रकाशाश्रयदृष्टान्तेऽप्यभेदो बोध्यते किल ।। ५० ।।

अरूपवत्सूत्रवाक्ये धर्माणामपि ब्रह्मता ।

निरूपिता प्रभुवरैः श्रीविद्वन्मण्डने स्फुटम् ।। ५१ ।।

ધર્મ અને ધર્મીના વિચારમાં પણ વિચક્ષણ પુરુષોએ એવી રીતે જાણવું કે ભેદ નથી. પ્રકાશ અને પ્રકાશના આશ્રયરૂપ સૂર્યાદિકનું દષ્ટાન્ત આપેલું છે. ત્યાં પણ અભેદનો જ બોધ કરાય છે. તેમ જ अरूपवत् એ સૂત્રવાક્યમાં પણ બ્રહ્મના ધર્મો બ્રહ્મરૂપ છે એમ શ્રીગુસાંઇજીએ વિદ્વન્મંડનમાં સ્પષ્ટ નિરૂપણ કરેલું છે.

अथ श्रीमन्निजाचार्यैर्निबन्धे इदमीरितम् ।

यः सर्वत्रैव सन्तिष्ठन्नन्तरः संस्पृशेन्न तत् ।

शरीरं त न वेदेत्थं योऽनुविश्य प्रकाशते ।। ५२ ।।

इति तेन शरीरं तु हरेस्तु चिदचित् स्मृतम् ।

जडजीवान्तःस्थितानां भेदेन सुनिरूपणैः ।। ५३ ।।

तत्त्वत्रयं समायाति विशिष्टाद्वैतवादिनाम् ।

रामानुजानामिति चेन्न दोषोऽस्मन्मते शृणु ।। ५४ ।।

હવે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ નિબંધના શાસ્ત્રાર્થ પ્રકરણમાં એવી રીતે આજ્ઞા કરેલી છે કે જે સર્વ સ્થળમાં ભીતર રહેલા છે અને તેનો સ્પર્શ કરતા નથી, જે ભીતર પ્રવેશ કરીને એવી રીતે પ્રકાશે છે તેને શરીર જાણતું નથી. તેથી ચિત્ અને અચિત્‌ને હરિનું શરીર કહેવામાં આવેલું છે, કેમકે જડ, જીવ અને અંતર્યામી એમ ત્રણેનું ભેદથી નિરૂપણ છે માટે વિશિષ્ટાદ્વૈતવાદીઓ જે રામાનુજાચાર્યના અનુયાયીઓ છે. તેમનાં ત્રણે તત્ત્વોનું નિરૂપણ તમારા મતમાં પણ આવે છે એમ શંકા આવતી હોય તો તે યોગ્ય નથી. અમારા મતમાં દોષ નથી. હવે આગળ સાંભળો.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સુધા

### સંસારીઓને સત્સંગ ગમતો નથી તે વિષે

એક ગામમાં મેડ-હાઉસ એટલેકે જ્યાં ગાંડાઓને ભેળા કરીને રાખે છે તે મકાનમાં કાંઇ અકસ્માતથી મોટી આગ લાગી ને ચોતરફથી મોટા મોટા ભડકા નીકળવા લાગ્યા. એ જોઇને ગામનાં માણસો ત્યાં દોડતાં આવ્યાં ને બંબાખાનાવાળા પણ ત્યાં આવી પહોંચ્યા. તે બધા લોકો નીચે ઊભા રહીને જુએ છે, તો એ મકાનમાં રહેલાં ગાંડાઓ નાચવા તથા કુદવા મંડી ગયા હતા અને ગાયનો લલકારતા હતા, તથા સર્વે જણા બહુ ખુશીમાં આવી ગયા હતાં. એ જોઇને નીચે ઊભેલા બંબાવાળાઓએ કહ્યું કે **ભાઇઓ! જલ્દી નીચે આવો, નીચે આવો; નહીં તો બળી મરશો. તમારા ઘરમાં આગ લાગેલી છે. જલ્દી**

કરો, વાર ન લગાડો. આ સાંભળીને પેલા ગાંડાઓ તેને કહેવા લાગ્યાં કે, **જાઓ, જાઓ, મૂર્ખાઓ દૂર જાઓ. નીકળો અહીંથી. તમને કોણે ડાહ્યાં કર્યા છે? અમારા મકાનમાં કોઇ દિવાસ એક દીવો પણ બળતો દેખ્યો ન હતો, અને આજે જ્યારે માંડમાંડ અમારે માટે જ્યુબિલીના જેવી મોટી રોશની થઇ છે, ત્યારે તમે કહેવા બેઠા છો કે, નીચે આવો; પણ અમે કંઇ એવા ગાંડા નથી કે તમારૂં કહ્યું માનીને આવી મોટી જ્યુબિલીની રોશનીની મજા છોડી દઇએ.** એક કહીને નાચતે નાચતે ને કૂદતે કૂદતે તે ગાંડાઓ એકબીજાને કહેવા લાગ્યાં કે, એ મૂર્ખાઓ ગમે એટલું કહે પણ આપણે નીચે જવું નહીં હો. એ ગાંડાઓ ના કહેવાથી આપણે આપણી આવી મોટી મોજ છોડી દઇએ કે ? સરકારી બંબાવાળાઓ બહુ બહુ પ્રકારે આજીજી કરીને એ ગાંડાઓને સમજાવવા લાગ્યા ને પટાવવા લાગ્યા, પણ એ ગાંડાઓ કાંઇ સમજ્યાં નહીં. તેથી અંતે બે ચાર જણા નીચે ઉતરી આવ્યા તે બચી ગયા ને બાકીના બધા ગાંડાઓ બળી ગયા.

આ વાત કહેવાનો સાર એ છે કે, સરકારી બંબાવાળારૂપી સંતજનો માયામાં બળતા સંસારીઓને ઘણા ઘણાં પ્રકારે સમજૂતી આપીને કહે છે કે, માયાની લાહ્યથી બચવાને માટે સત્સંગ કરો- સત્સંગ કરો; પણ તેને સંસારીઓ ઉલટા એમ કહે છે કે આજે જ્યારે અમને ધન મળ્યું છે, આજે જ્યારે અમને વાડી બંગલા મળ્યા છે, આજે જ્યારે અમને ઘોડાગાડી મળેલી છે, આજે જ્યારે સુંદર સ્ત્રીઓ અને અમારે ઘરે મોટા મોટા કારખાનાં છે, આજે જ્યારે અમારી મોટી મોટી પેઢીઓ ચાલે છે, આજે જ્યારે ગામમાં અમારૂં મોટું નામ થયું છે, આજે જ્યારે નાટકશાળાઓ, સરકસો અને રમતગમતનાં સાધનો મળેલાં છે, આજે જ્યારે પારકે પૈસે મોજ ઉડાવીને, પછી દેવાળાં કાઢીને નાદારી કોર્ટનો લાભ લેવાનો તક મળી છે, આજે જ્યારે છાપામાં અમારાં નામ આવે છે, આજે જ્યારે ઠેકાણે ઠેકાણે અમારાં વખાણ થાય છે અને આજે જ્યારે અમને ખિતાબો મળેલાં છે, તથા મળવાનાં છે ત્યારે, આવા જ્યુબિલીના દિવસે તમે કહેવા લાગ્યા છો કે ભગતડાઓમાં ભળો! જાઓ જાઓ, છટ્ છટ્ નોનસન્સ. અમે આવી મોજ મૂકીને તમારા જેવા વેરાગીઓમાં ભળીએ? આવાં સુખ મૂકીને હરકતોમાં ભળીએ? આવી અમારી આબરૂ મૂકીને હરિજનોમાં ભળીએ? અને આવા અમારા વૈભવો છોડીને વૈષ્ણવડા બનીએ? જાઓ જાઓ, તમે તો મૂર્ખા છો. કહેતલ દીવાના છે પણ કાંઇ સુણતલ દીવાના નથી. અમારી આવી સાહેબીમાં તમારા સત્સંગબત્સંગનું કાંઇ ચાલવાનું નથી. તમારા સત્સંગને તમારી પાસેજ રાખી મૂકો. અમે તો અમારી મોજ ઉડાવીશું. જો ભગતડાઓ ડાહ્યા થઇને આવ્યા છે તે! માંડ માંડ આવાં સુખ મળ્યાં છે ત્યારે કહે છે કે, એ છોડીને

સત્સંગમાં ભળો. દીવાનાઓ કે છે કે બીજું કાંઇ છે? જાઓ, જાઓ, અમારી પાસે તમારૂં કાંઇ ચાલવાનું નથી.

ભાઇઓ! આમાં દીવાના તે કોણ? માયાવાદીઓ કે હરિજનો આવી રીતે મેડ-હાઉસના દીવાનાઓની જેમ આપણે પણ માયાના ભડકાઓને જ્યુબિલીની રોશની સમજીએ છીએ; તેથી તેમાં પડ્યા રહીએ છીએ ને સત્સંગનો લાભ લઇ શક્તા નથી; પણ અ દાખલાથી આપણે સમજવું જોઇએ કે, પ્રભુના પવિત્ર નામ વિના બધાં માયાની ઝાળ જેવાં છે. એ ઝાળમાં પેલા દીવાનાઓની જેમ આપણે પણ ન બળી મરીએ એ સાંભળજો.

*તાત મિલે પુનિ માત મિલે સૂત ભ્રાત મિલે યુવતિ સુખદાઇ;*
*રાજ મિલે ગજ બાજિ મિલે, સબ સાજ મિલે મનવાંછિત પાઇ.*
*લોક મિલે સુરલોક મિલે, વિધિલોક મિલે વૈકુંઠ હુ જાઇ;*
*સુંદર ઔર મિલે સબહી સુખ, સંતસમાગમ દુર્લભ ભાઇ.*

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

### પંચવિશમૉ લક્ષણ - બહિર્મુખનૉ સંગ ન કરવૉ

અબ પંચવિંશમો લક્ષણ કહેત હેઃ - જો વૈષ્ણવકો એસે ચહિયે જો બહિર્મુખ બેઠ્યૌ હોય તો વૈષ્ણવ કો વા ઠૌર બેઠનૌ નાહીં. ઉનકે નિકટ જાયકે ઠાડૌ હોનો નાહીં. જો કદાચિત્ અવશ્ય કાર્ય હોય તો ઉનપૈ જાનૌ હોય તો બહુત સંભાષણ ન કરનો. જો કછુ વ્યવહાર વાર્તા કરે સો સુનિયે. પરિ આપ મૌન ગહિ રહિયે. જો બહિર્મુખકે મિલાપતેં બુદ્ધિ મલિન હોત હે તાતેં બહિર્મુખસોં વૈષ્ણવકો મિલનો યોગ્ય નાહીં હે. ૨૫

।। ઇતિ શ્રીપંચવિશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# આશ્રયકો પદ

**શ્રીકન્હેયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ**

નિશદિન વલ્લભ વલ્લભ કહીયૈ ।

મન પ્રબોધકો નિત્ય નેમસો કરત પાઠ અનુસરીયૈ ।। ૧ ।।

નિત્ય ચરિત્રકે ધોલ બાંચકે ભાવ હૃદયમેં ધરીયૈ ।

વિઠ્ઠલકે પ્રભુ ગોકુલપતિકે નિત ઉઠી પાયન પરીયૈ ।। ૨ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*






વર્ષ ૨ અંક ૧૧ ફાગણ સુદ ૧૧, ૨૦૬૫



## શ્રીગોકુલેશ પાઠશાળા

### શ્રીઆમલકી એકાદશી વ્રત (કુંજ એકાદશી)



राग काफी :- अब हो मेरे ललना, प्रनाम करी श्रीवल्लभ,
सुमरो श्रीविट्ठलनन्द हो, हिलि मिलि झुरमट खेलिये ।।
नेक होरी श्रीवल्लभ साथ हो हिलि मिलि झुरमट खेलिये ।।
घर आऔ रंगीले लाल हो, हिलि मिलि झुरमट खेलिये ।। टेक ।।
अब हो मेरे ललना, श्रीविट्ठलगृह प्रगट भये, मानो प्रगट्यौ पूरन चन्द हो. हिलि ।। १ ।।
अब हो मेरे ललना, श्रीगोकुलनाथ सोहावनो, सबे मिलि खेलन आइ हो, हिलि ।। २ ।।
अब हो मेरे ललना उड़त अबीर गुलाल ज्यों, श्रीवल्लभ छिरके जाइ हो, हिलि ।। ३ ।।
अब हो मेरे ललना गोकुल बीथनी सांकरी, मची हे अरगजा कीच हो, हिलि ।। ४ ।।
अब हो मेरे ललना ताल मृदंग ड़फ बांसुरी, और घुमड़ रह्यो सिंघद्वार हो, हिलि ।। ५ ।।
अब हो मेरे ललना धोती उपरेना केसरी, और केसर भिनी पाघ हो, हिलि ।। ६ ।।
अब हो मेरे ललना एसे खेले प्रान पिया, और सब दिन फागुन बीच हो, हिलि ।। ७ ।।
अब हो मेरे ललना खेले मिलि आनन्दसुं, और आनन्द कह्यो न जाय हो, हिलि ।। ८ ।।
अब हो मेरे ललना तुलसीमाल अरू मुद्रिका, और गरे गुंजाको हार हो, हिलि ।। ९ ।।
अब हो मेरे ललना चलनी हँसनी मनमें गड़ी, और बेनन कह्यो न जाय हो, हिलि ।। १० ।।
अब हो मेरे ललना श्रीविट्ठलजीके लाड़ीले, और चित्ते लियो चित चोरि हो, हिलि ।। ११ ।।
अब हो मेरे ललना भाग्य बड़े गुजरातिनके, जीन दीनो सर्वस्व वारि हो, हिलि ।। १२ ।।
अब हो मेरे ललना सारंगी प्रताप तें, पाये श्रीगोकुलनाथ हो, हिलि ।। १३ ।।
अब हो मेरे ललना श्रीगोकुलनाथके, और चतुरा बलि बलि जाइ हो, हिलि ।। १४ ।।


